ઉપયોગી ગ્રંથમાળા. મણકો ૧ લો.

# માનસિક ઉન્નતિ.

લેખક,

રત્નસિંહ દીપસિંહ પરમાર.

પ્રકાશક,

રત્નસિંહ દીપસિંહ પરમાર.

ધર્મોત્તેજક મંડળ,

નવાવાસ, દાણાપીઠ—અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત ૦-૦-૬.

આ મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

(૧) ઉપયોગી સાહિત્યનો ગુજરાતી ભાષામાં પ્રચાર કરવો.

(૨) જગતની સર્વ ભાષાઓના ઉત્તમોત્તમ ગ્રંથોનું એક પુસ્તકાલય સ્થાપન કરવું.

(૩) ફરતા પુસ્તકાલયની યોજનાથી ગામડાના તેમજ શહેરના લોકોને ઉપયોગી જ્ઞાન પૂરૂં પાડવાનો પ્રયત્ન કરવો.

(૪) અનાથોનું રક્ષણ કરી તેમને શિક્ષણ આપવું.

(૫) રંક લોકોના છોકરાઓને માટે રાત્રિશાળાઓ સ્થાપન કરવી, તથા તે સમુદાયમાં જ્ઞાનનો પ્રચાર કરવાને દરેક પ્રયત્ન કરવો.

(૬) દારૂ નિષેધક ચળવળ કરવી, તે કાર્યને માટે ઉપદેશકો રાખવા, પૅમ્ફલેટો, પુસ્તકો વગેરે પ્રકટ કરવાં.

(૭) દેશનો ઉદ્યોગ, કારીગરી, કૃષિવિદ્યા, વગેરેને સજીવન કરવાને માટે પ્રયત્ન કરવો.

(૮) ધર્મ અને નીતિનો પ્રચાર કરવો.

એને મદદ કરવાના પ્રકાર આ છે:—

(૧) આ મંડળદ્વારા જે પુસ્તક પ્રકટ થાય તેના ગ્રાહક થવું.

(૨) અમુક ઉપયોગી પુસ્તક પ્રકટ કરવાને અથવા અમુક કાર્ય કરવાને મંડળને પૈસા દાન તરિકે આપવા.

(૩) વૉલંટિયર તારકે આ મંડળનાં કામો કરવાને જોડાવું.

ધર્મોત્તેજક મંડળ.

નવાવાસ—અમદાવાદ.

# આદર્શભૂત જીવન.

"Were one so tall to touch the pole,
Or grasp creation in his span,
He must be measured by his soul:
The mind's the measure of the man".

*Watts.*

"એક માણુસ એટલો બધો ઉંચો હોય કે તે ધ્રુવને સ્પર્શ કરી શકે અથવા સૃષ્ટિને પોતાની મુઠીમાં સમાવી શકે, તોપણ તેનું માપ તેના આત્મા દ્વારાજ થવું જોઇએ; મન એ મનુષ્યનું માપ છે." વોટ્સ્.

આદર્શભૂત જીવન—નમૂનેદાર જીવન–An ideal life–એટલે શું? એ પ્રશ્ન ઉપસ્થિત થતાં સ્વયંભૂ તેનો ઉત્તર મળે છે કે 'જે જીવનને અન્ય મનુષ્યો આદર્શ ગણીને તેને અનુસરવાને તત્પર થાય તે આદર્શભૂત જીવન છે.' પરંતુ અહીંઆં વિવેક બુદ્ધિનો ઉપયોગ કરવાનો છે. કારણુ કે મોટામાં મોટો લૂટારો એ લૂટારાઓનો આદર્શ છે; મોટામાં મોટો મદ્યસેવક એ મદ્યપાન કરનારાઓનો આદર્શ છે; અને મોટામાં મોટો ઠગ એ ઠગોનો આદર્શ છે. અને લૂટારા, મદ્ય-સેવક તથા ઠગોને ઉપદેશ નહિ આપવો એ કાંઇ આપણો આશય હોઈ શકે નહિ, માટે 'આદર્શભૂત જીવન'ની કાંઇક વ્યાપક વ્યાખ્યા ઠરાવવાની આવશ્યકતા છે. 'આદર્શ' શબ્દના ગર્ભમાં જ્યારે આપણે પ્રવેશી જઇએ છીએ ત્યારે તે આપણને પોતાનું સત્ય સ્વરૂપ દર્શાવે છે, અને તે 'સુંદરમાં સુંદર નમૂનો' છે. એટલા માટે જે જીવન સૌથી સુંદર હોય તેજ 'આદર્શભૂત' જીવન છે. અને જે પ્રકારે શારીરિક રોગગ્રસ્ત મનુષ્યને માટે શારીરિક સૌંદર્ય અશક્ય છે તે પ્રકારે દુર્ગુણરૂપી આત્મિક રોગથી ગ્રસ્ત એવા લોકો આદર્શભૂત જીવન

પ્રકટાવવાને અસમર્થ હોય છે. અને એટલા માટેજ દુર્ગુણી લોકોનાં જીવન—પછી ભલેને તે ગમે તેવાં મહાન કાં ન હોય—ત્યાજ્ય છે. ઑન૦ સર નારાયણ ગણેશ ચંદાવરકર એકવાર વ્યાખ્યાન આપતા હતા. તેઓ પોતાના અસ્ખલિત વાક્પ્રવાહમાં નેપોલિયનની વિરૂદ્ધ કાંઇક બોલ્યા જતા હતા એવામાં એક યુવકે તેમના કહેવાનો ભાવાર્થ સમજ્યા વિના તાળીઓના ગડગડાટથી નેપોલિયનના નામને વધાવી લીધું. આ જોઇ સ્વાભાવિક રીતેજ વ્યાખ્યાતાને આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેમણે તે યુવક તરફ દૃષ્ટિ ઉઠાવી કહ્યું: "ખરેખર આ સમયે તાળીઓની કાંઇ પણ જરૂર નથી." આ સાંભળી યુવક બોલ્યો; "But Napolean was a great man" (પરંતુ નેપોલિયન એક મહાપુરૂષ હતો.) તરતજ મહાશય ચંદાવરકરે પ્રત્યુત્તર આપ્યો, "Napolean was great, no doubt, but he was small too" (નિ:શંક, નેપોલિયન એક મહાપુરૂષ હતો, પરંતુ તે એક નાનો માણસ પણ હતો.)

એક ફ્રેંચ લેખક જણાવે છે કે "જ્યારે પૅરિસમાં એવા સમાચાર ફેલાયા કે મહાન નેપોલિયન મરણ પામ્યો છે તે સમયે હું રાજમહાલય આગળથી પસાર થતો હતો. ત્યાં એક દાંડીઓ પોકાર કરતો હતો કે "બોનાપાર્ટના મૃત્યુની હકિકત અહીંઆંથી મળશે." આ પોકાર કે જેણે એક સમયે સમગ્ર યૂરોપને સ્તંભિત કરી દીધું હોત, તેની આ સમયે કાંઇ પણ અસર થઈ નહિ, હું કેટલીક હૉટેલોમાં દાખલ થયો, પરંતુ ત્યાં પણ મને તેજ પ્રકારની બેદરકારી જણાઇ. જ્યાં જુઓ ત્યાં એકજ પ્રકારનું ઠંડાપણું હતું, તે વાતમાં કોઇ પણ રસ લેતું નહોતું, કિંવા વ્યથા પામતું નહોતું. આ માણસ કે જેણે યૂરોપખંડ જીતી લીધો હતો અને આખી દુનિયાને થથરાવી નાંખી હતી તેણે પોતાના સ્વદેશબાંધવોનો શુદ્ધાં પ્રેમ કિંવા પ્રશંસા

પ્રાપ્ત કરી નહોતી. તેણે લોકોપર પોતાની અદ્‌ભુત છાપ પાડી હતી અને તેમને આશ્ચર્યચકિત કરી નાંખ્યા હતા, પરંતુ તેણે તેમનો પ્રેમ સંપાદન કર્યો નહોતો."

ઇમર્સન કહે છે કે "નેપોલિયને નૈતિક સિદ્ધાંત વિનાજ પોતાની સમગ્ર શક્તિનો ઉપયોગ જીવવાને અને ઉન્નત થવાને માટે કર્યો હતો."

હવે કહેવાનો આશય એ છે કે કોઇ ગમે તેવો મહાપુરુષ હોય, પરંતુ તેનામાં જો એકાદ દુર્ગુણ હોય, તો તેટલે અંશે તેનું જીવન વર્જ્યજ છે. આ સ્થાને નેપોલિયનની વિરુદ્ધ બે શબ્દો લખવા પડયા છે, એટલા માટે પાઠકોએ એમ સમજી લેવાનું નથી કે નેપોલિયનનું જીવન સંપૂર્ણતઃ ત્યાજ્ય અને વર્જ્ય છે. નેપોલિયન જેવો બીજો કોઇ મહાપુરુષ આ પૃથ્વીપટપર પેદા થયો છે કે નહિ એ પણ એક શંકાસ્પદ વાત છે; અને નેપોલિયનના જીવનચરિત્રનો અભ્યાસ જાપાનમાં અગ્રસ્થાને છે. નેપોલિયનના પ્રશંસકોમાં આ ક્ષુદ્ર લેખકનો નંબર પહેલો અને તેના નિંદકોમાં તેનો નંબર છેલ્લો છે. તેણે પોતે તેનું જીવનચરિત્ર ગુજરાતી ભાષામાં અનુવાદિત કરેલું છે અને તે સર્વને તેના સદ્‌ગુણોનું અનુકરણ કરવાની સલાહ આપે છે. પરંતુ ઉક્ત ઉલ્લેખનો આશય એજ છે કે આપણે તેના દુર્ગુણથી બચવું એ આપણું પરમ કર્તવ્ય છે.

વળી 'આદર્શભૂત જીવન' એટલે 'સર્વાંગ સુંદર જીવન' છે, એટલા માટે એક માણસના જીવનનો એક ભાગ ગમે તેટલો સુંદર હોય, પરંતુ તેનો બીજો ભાગ જો દુર્ગુણરૂપી શીળીનાં ચાઠાંથી કદરૂપો બની ગયો હોય, તો તે 'આદર્શભૂત જીવન'ની કક્ષામાં આવી શકતું નથી. રંભાને લજાવે એવી સુંદર રમણી જેમ અંધ હોવાથી પોતાનું સર્વ સૌંદર્ય ગુમાવી બેસે છે, તેજ પ્રકારે એક પણ દુર્ગુણ ધરાવનાર મહાપુરુષ પોતાની સઘળી મહાનતાને કલંકિત કરે છે. શ્રી રામચંદ્રને લોકો ઇશ્વરાવતાર માનીને તેમની પ્રેમપૂર્વક ભક્તિ કરે છે

તેનું કારણ એ છે કે તેમનામાં એક પણ દોષ નહોતો. સુવર્ણના શિક્કાથી ભરેલા ભંડારમાં તમે ગમે ત્યાં હાથ નાંખો તો તમને જેમ સુવર્ણનો શિક્કોજ પ્રાપ્ત થાય છે, પીત્તળનો કે ત્રાંબાનો શિક્કો પ્રાપ્ત થતો નથી, તે પ્રમાણે ખરા મહાપુરુષના જીવનની કોઈ પણ ઘટના લ્યો, તો ત્યાં તમને સદ્દગુણનીજ પ્રતીતિ થશે. લિંકનનું જીવનચરિત્ર વાંચતાં આપણને જ્યાં ત્યાં તેની મહાનતાજ દગ્ગોચર થાય છે. નીચતા તો ઉંટનાં શૃંગની પેઠે દૃષ્ટિગોચર થતીજ નથી.

ક્યા પ્રકારનું જીવન ગાળવું એ કઠિન પ્રશ્નનો નિર્ણય કરતાં મુખ્ય વાત એ ધ્યાનમાં રાખવાની છે કે: **આપણું પ્રત્યેક કાર્ય શુભ ઉદ્દેશથી પ્રેરાયેલું હોવું જોઇએ.** ખૂનીઓ, લૂટારાઓ, ચોરો, બદમાસો અને સર્વ પ્રકારના અપરાધીઓ જેવાં સંકટ અને દુઃખ સહન કરે છે તેવાં કે તેથી મોટાં સંકટ અને દુઃખ ભલા અને પ્રમાણિક માણસોને પણ સહન કરવાં પડે છે, પરંતુ દુર્ગુણી અને સદ્દગુણીના દુઃખમાં જે ભેદ હોય છે તે આ છે કે સંકટના સમયમાં દુર્ગુણીનો અંતરાત્મા તેને છોડીને ચાલ્યો જાય છે, ત્યારે સદ્દગુણીને તેનો મનોદેવતા આશ્વાસન આપે છે અને તેથી તેને દુઃખમાં પણ સુખની પ્રાપ્તિ થાય છે. સાધારણ રીતે જોવામાં આવે છે કે સદ્દગુણી માણસ કોઇ વિપત્તિમાં આવી પડવાથી રંક બની જાય છે ત્યારે તેને આશ્વાસન આપવાને જેટલા માણસો આવે છે તેટલા માણસો અન્યાયથી દ્રવ્ય પેદા કરનારને અભિનંદન આપવાને આવતા નથી. **સ્વ૦ પ્રેમચંદ રાયચંદને** અનેકવાર નાદારી કોર્ટનો આશ્રય લેવો પડ્યો હતો, પરંતુ તેમની પ્રમાણિકતા એટલી પ્રસિદ્ધ હતી કે એકવાર વરિષ્ઠ ન્યાયમંદિરના એક ન્યાયાધીશે ભર કોર્ટમાં જાહેર કર્યું હતું કે "મને **રા. પ્રેમચંદની** પ્રમાણિકતાપર સંપૂર્ણ શ્રદ્ધા છે." માટે કોઇ પણ યુગમાં મનુષ્યને કોઇપણ વસ્તુની સવિશેષ જરૂર હોય તો તે પ્રમાણિ-

જ્ઞાની છે. જો તમે પ્રમાણિક હશો તો સંકટાવસ્થામાં તમારો અંતરાત્મા એક ખરા મિત્રની પેઠે તમારી બાજુએ ઉભો રહી તમને આશ્વાસન આપશે; અને જો તમે અપ્રમાણિક હશો તો તમારો અંતરાત્મા તમારી ઉન્નતિના સમયમાં પણ તમને નિરંતર સતાવતો રહેશે અને તમારી અવનતિના સમયમાં તો મુઠ્ઠી વાળીને તમારી પાસેથી પલાયન જ કરી જશે. સર્વ સત્યનું સત્ય એ છે કે સદ્ગુણી મનુષ્ય પર જે સંકટ પડે છે તે માત્ર ઇતરની દ્રષ્ટિમાંજ સંકટ છે; તેની પોતાની દ્રષ્ટિમાં તો તે માત્ર કસોટીજ છે—માત્ર વ્યાયામજ છે. અને રાજા મહાલયમાં રહે કે બહાર જાય, તો પણ તેને જેમ રંકતાનો અનુભવ થતો નથી. તેમ સદ્ગુણી અનુકૂળ સંયોગોમાં હોય કે પ્રતિકૂળ સંયોગોમાં હોય, તોપણ તેને દુઃખની પ્રતીતિ થતી નથી; પરંતુ જેમ દરિદ્રી ઘરમાં હોય કે બહાર હોય, પરંતુ તેના હૃદયમાં તો સદા રંકતાની હોળી સળગેલીજ રહે છે, તેમ દુર્ગુણી ઉન્નત દશામાં હોય કે અવનત દશામાં હોય, પરંતુ મનોવ્યથા તેનો પીછો કદિ છોડતીજ નથી.

વળી મનુષ્યત્વ પ્રાપ્ત કરવું એ આપણું એક પ્રધાન લક્ષ્ય હોવું જોઇએ. "Manhood overtops all titles" (મનુષ્યત્વ એ સર્વ ખિતાબો કરતાં મોટી વસ્તુ છે. ) સાધારણ રીતે દ્રવ્ય, માન, ખિતાબ, સત્તા એને મનુષ્યો પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુઓ માને છે, અને તે પ્રત્યે તેઓ જેટલું લક્ષ્ય આપે છે તેનો સોમો ભાગ પણ તે સૌથી અધિક મહત્વની વસ્તુ જે મનુષ્યત્વ તે પ્રત્યે તેઓ આપતા નથી. વાસ્તવમાં, મનુષ્યત્વ વિના દ્રવ્ય, માન, ખિતાબ અને સત્તા એ સર્વ નિરુપયોગી છે અને એ સર્વની મનુષ્યત્વને કાંઇ પણ અપેક્ષા નથી. મનુષ્યત્વ એ સર્વ વિના ચલાવી શકે છે. વનરાજ કેસરીની પેઠે મનુષ્યત્વ એકલું રહી શકે છે. "**મનુષ્યત્વ પ્રાપ્ત કરો**" આટલીજ વાત જો બાલકો અને યુવકોનાં મનમાં બરાબર રીતે ઠસાવવામાં આવે

સૌ તેમનાં જીવન કેટલાં બધાં સુધરી જાય, અને જગતમાંથી કેટલો ક્લેશ ઓછો થઇ જાય! આજે સૌ પૈસાની પાછળ દોડે છે, આજે સૌ લક્ષ્મી દેવીની પૂજા કરે છે, પરંતુ તેમ કરવામાં તેઓ પોતાના મનુષ્યત્વને કાંઈ ધક્કો પહોંચાડે છે કે નહિ તેની તેઓ તપાસ કરતા નથી. આ પરથી કહેવાનો આશય એવો નથી કે દ્રવ્ય સંપાદન નહિ કરવું, પરંતુ તેમ કરવામાં તમારા ચારિત્ર્યને કલંક લાગવું ન જોઇએ. દ્રવ્યનો પણ ઉપયોગ છે, પરંતુ તે કાંઇ સર્વોત્તમ વસ્તુ નથી. તે કાંઇ એવી વસ્તુ નથી કે ઇતર સર્વ વસ્તુઓને ભોગે પણ આપણે તેને અવશ્ય સંપાદન કરવીજ જોઇએ. પરંતુ એક મનુષ્યત્વ તો એવી વસ્તુ છે જેને આપણે ઇતર સર્વ વસ્તુઓને ભોગે અવશ્ય સંપાદન કરવીજ જોઇએ. આપણને દ્રવ્ય વિના ચાલી શકશે, પરંતુ મનુષ્યત્વ વિના નહિ ચાલે. આપણને સત્તા વિના ચાલી શકશે. પરંતુ મનુષ્યત્વ વિના નહિ ચાલે. માન અને ખિતાબના સંબંધમાં પણ આજ નિયમ લાગુ પડે છે—અર્થાત્ બીજી કોઇ પણ વસ્તુ વિના આપણને ચાલશે, પરંતુ મનુષ્યત્વ વિના નહિ ચાલે. આપણે મનુષ્યત્વનો ત્યાગ કરતાં માનવ કોટિમાંથી ચ્યુત થઈ ને પશુ કોટિમાં જઈ પડીશું. દ્રવ્ય પ્રાપ્ત કરો, પરંતુ મનુષ્યત્વના ભોગે તેને મેળવશો નહિ; સત્તા મેળવો, પરંતુ મનુષ્યત્વના ભોગે તેને પ્રાપ્ત કરશો નહિ. મનુષ્યત્વ એ તમારા જીવનનો પાયો છે, માટે તેને સાચવી રાખશો. ઈતર સર્વ વસ્તુઓને જવા દેશો. જે સમયે હરિશ્ચંદ્ર સિંહાસન, સંપત્તિ, આપ્ત, મિત્ર, સર્વને છોડીને અરણ્યમાં ભટકતા હતા, તે સમયે તેમની પાસે મનુષ્યત્વ વિના બીજું શું હતું? જે સમયે શ્રી રામચંદ્ર અયોધ્યા નગરી છોડીને વનવાસ ભોગવતા હતા અને કંદમૂળ ખાઇને દિવસ નિર્ગમન કરતા હતા, તે સમયે તેમની પાસે માત્ર મનુષ્યત્વ શિવાય બીજું શું હતું? જે સમયે પાંડવો દ્યુતમાં હારી રાજ્ય છોડી, સર્વત્ર રખડતા

હતા, તે સમયે તેમની પાસે મનુષ્યત્વ વ્યતિરિક્ત બીજું શું હતું ? જે સમયે પ્રતાપસિંહ પવિત્ર રાજપુત કુળનું ગૌરવ અક્ષત રાખવાને માટે મેવાડને ઉજ્જડ કરી અરણ્યમાં વસતા હતા અને સૂકો જાર બાજરીનો રોટલો ખાઇને અથવા કોઈ વાર ઉપવાસ કરીને દિન નિર્ગમન કરતા હતા, જે સમયે મહારાષ્ટ્રપતિ શિવાજી મહારાજ દિલ્હીમાં કેદ પડયા હતા, જે સમયે નેપોલિયન એલ્બામાં ગોંધાયો હતો, જે સમયે વૉશિંગટન એક દુર્બળ પ્રજાનો ઉદ્ધાર કરવાને તત્પર થયો હતો, જે સમયે માર્ટિન લ્યુથર રોમના સર્વ સત્તાધારી પોપની અને કૅથેલિક પંથની સામે વાગ્બાણુ છોડવાથી સમગ્ર યૂરોપના સત્તાધારીઓની આંખમાં ખુંચતો હતો, જે સમયે મહમદ એક ગુફામાં જઇને સંતાયો હતો, તે સમયે તેમની પાસે મનુષ્યત્વ શિવાય બીજી શી સંપત્તિ હતી ?

એક તત્વજ્ઞાની એક શહેરમાં ખરે બપોરે બત્ત લઇને ચાલતો હતો અને તે કોઇ વસ્તુની શોધ કરતો હોય એવો તે લાગતો હતો. મહોલ્લાના મધ્ય ભાગમાં જઈ તે બોલ્યો " હે મનુષ્યો "—તેના આ શબ્દો સાંભળી રસ્તે જતા આવતા માણસો તેની આસપાસ એકઠા થયા. તે બોલ્યો "ચાલ્યા જાઓ ! હું મનુષ્યોને બોલાવું છું. હું માત્ર ઓઠાંને બોલાવતો નથી."

આજે ખરા મનુષ્યોની જરૂર છે. માત્ર પૂતળાંની જરૂર નથી. પુતળાને લાખો રૂપિયાના અલંકારોથી શૃંગારવામાં આવે, પરંતુ તે જેમ મનુષ્યની બરાબરી કરી શકતું નથી; તેમ મનુષ્યત્વ વિનાનો ગમે તેવો શ્રીમંત, મનુષ્યત્વ ધરાવનાર રંકની તોલે આવી શકતો નથી. જે મહાપુરૂષો દ્રવ્યની ખરી કિમ્મત સમજ્યા છે તેઓ દ્રવ્યની કદિ પણ સ્પૃહા રાખતા નથી. એથેન્સવાસી સૉક્રેટિસને રાજાએ જ્યારે કહ્યું કે શહેરના ગંદા મહોલ્લાઓમાં વ્યાખ્યાન આપવાને બદલે દર-

બારમાં આવો તો કેમ ?" ત્યારે સૉક્રેટિસે પ્રત્યુત્તર આપ્યો "શહેરમાં અનાજ બહુ સસ્તું મળે છે અને પાણી મુફ્ત મળે છે, ત્યારે મારે દરબારના ભપકાની શી સ્પૃહા છે?" મહાન સિકંદરે ડાયોજીનિસ નામના તત્ત્વવેત્તાને પૂછ્યું. "આપને કાંઇ જોઇએ છીએ ?" ત્યારે તે બોલ્યો "મારે એક વસ્તુ જોઇએ છે. જરા ખસીને ઉભા રહો, અને મારા-પર તડકો આવવા દો." અનેક તત્ત્વવેત્તાઓએ દ્રવ્ય પ્રત્યે આવીજ નિઃસ્પૃહા બતાવી છે. ફેરાડેએ અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાની સંધિ પોતાને પ્રાપ્ત થયેલી હોવા છતાં પણ તેના કરતાં વિજ્ઞાનની શોધ–ખોળ-માંજ વિશેષ લક્ષ્ય આપ્યું હતું. માટે મનુષ્યત્વ એ આદર્શભૂત જીવ-નનો પાયો છે.

# વિચારની આરોગ્ય પર થતી અસર.*

વિચાર અને આરોગ્ય એમનો પરસ્પર સંબંધ કેટલો બધો છે અને શક્તિ, શાંતતા તથા આનંદમય વિચારોથી આરોગ્ય કેટલી શીઘ્ર-તાથી મેળવી શકાય છે, તત્સંબંધે શાસ્ત્રીય માહિતી મળતાં કોઇને પણ આલ્હાદ થયા વિના રહેશે નહિ. ઇતર અનેક શાસ્ત્રોની પેઠે માનસ શાસ્ત્ર પણ માનવજાતિને માટે પરમ ઉપયુક્ત શાસ્ત્ર છે. આ નવીન માનસ શાસ્ત્રની માહિતી ઘણા થોડા માણસોને હોય છે. પરંતુ આ શાસ્ત્રનો અભ્યાસ, મનન, અનુભવ, શોધ હાલમાં અમેરિકા, જર્મની,

* આ 'માસિક મનોરંજન' નામના મરાઠી ચોપાનીઆમાં પ્રકટ થયેલા શ્રીયુત ગોપાળ મહાદેવ ચીપલુનકરના લેખનો અનુવાદ છે અને તે માટે અમે ઉક્ત પત્રના માલીક તથા ઉક્ત લેખક એમનો આભાર માનીએ છીએ.

ઇત્યાદિ પાશ્ચાત્ય દેશોમાં અતી પ્રચલિત છે. મનની સત્તા શરીર પર કેટલી બધી ચાલે છે તે નીમ્નલીખિત પ્રયોગદ્વારા સહજ સમજાશે.

ટેલિફોનની શોધ કરનાર પ્રોફેસર બેલ એકવાર અતિશય ઠંડા પ્રદેશમાં ગાડીમાં બેસીને પ્રવાસ કરતા હતા. આ સમયે ઠંડી એટલી સખ્ત પડતી હતી કે તેમને પગમાંનું રક્ત એકદમ જામી જશે કે શું એવી ભીતિ લાગવા માંડી. પરંતુ તેમણે પોતાના પગ પર માનસિક વિચારની એકતાનતા કરી તેને નવીન રક્ત પૂરૂં પાડી ઠંડીનુ દુષ્પરિણામ દૂર કર્યું. તેમને એવો અનુભવ મળ્યો છે કે શરીરના કોઇપણ ભાગપર માનસિક વિચાર એકાગ્ર કરવાથી તે ભાગને નવીન રક્ત પૂરૂં પાડી શકાય છે. માત્ર તે ભાગ પર મનની પૂર્ણ એકાગ્રતા થવી જોઇએ. પ્રોફેસર એલ્મર ગેટ્સે એકજ કદનાં બે જુદાં જુદાં પાત્રો પાણીથી ભરી તેમાં પોતાના હાથો કોણી પર્યંત ડુબાવ્યા. પછી તેમણે એક હાથ સંબંધે વિચાર કરવાનું છોડી દઇ બીજા હાથ પર પોતાનું મન પૂર્ણ રીતે એકાગ્ર કર્યું અને તે પર વિચાર કરવાનુ ચાલૂ રાખ્યું. આ વિચાર તે હાથને નવીન રક્ત પૂરૂં પાડવા સંબંધે હતો. આ પ્રકારે એક વિશિષ્ટ હાથ પર ઇષ્ટ વિચારની એકાગ્રતા તેણે કેટલાક સમય પર્યંત કરી ત્યાર પછી તે હાથને નવીન રક્ત મળવા લાગ્યું અને તેના યોગથી તે હાથની નસો વિશેષ ફુલી, જે પાત્રમાં તે હાથ હતો તે પાત્રમાંથી ધીમે ધીમે પાણી બહાર પડવા લાગ્યું. ત્યાર પછી તેણે તે હાથ પરથી એકાગ્રતા પરાવૃત્ત કરી બીજા હાથ પર તેનો પ્રયોગ કર્યો, તો બીજા પાત્રમાંનું પાણી પણ ધીમે ધીમે બહાર આવવા લાગ્યું. આ પ્રયોગદ્વારા માનસિક વિચારોની શરીર પર કેટલી અસર થાય છે તે કોઇને પણ સહજ સમજાશે. મનુષ્ય જેવો વિચાર કરે છે તેવોજ તે થાય છે, એ પ્રાચીન સિદ્ધાંતને આધુનિક શાસ્ત્રીય પ્રયોગો પણ સત્ય તરિકે દર્શાવે છે.

રોગ પર વિજય મેળવવાને માટે જે માણસ પ્રયાસ કરતો હોય તેની આગળ જો આપણે તેના રોગનું વર્ણન કરીએ, તેના દુષ્પરિણામનું વિવેચન કરીએ અને તેને જણાવીએ કે " તમારી પ્રકૃતિ દિવસે દિવસે બગડતી જાય છે " તો આપણે તે મનુષ્યના વિચારોની એકાગ્રતા બીજી શક્તિદાયક વાતો પર કરવાને બદલે દુઃખ પર કરી તેનું દુઃખ અને રોગ વૃદ્ધિગત કરીએ છીએ. રોગગ્રસ્ત માણસની આગળ આપણે તેના રોગ વ્યતિરિક્ત કોઇપણ વિષયની વાત કરીએ તો આપણે તેને ઘણી મદદ કર્યા સમાન થશે. જો આપણે રોગીને ઇતર ઔષધની પેઠે સામર્થ્યવાન અને શક્તિદાયક વિચારોનું તથા શારીરિક અને માનસિક શાંતતાદાયક વિચારોનું દિવ્યૌષધ આપીએ તો તેને ઘણો લાભ થશે. જો આપણે રોગ, અશક્તિ, અને ત્રાસના વિચાર ન કરતાં આરોગ્ય, શક્તિ અને શાંતતાના વિચાર કરવાનો નિશ્ચય પૂર્વક યત્ન કરીએ તો તેથી કેટલો બધો ફાયદો થાય છે તેની કલ્પના પણ ઘણાજ થોડા માણસોને હશે. શક્તિદાયક વિચાર એજ શારીરિક શક્તિનું મૂળ છે. આજારીપણાના અને અશક્તપણાના વિચાર એ શારીરિક શક્તિના મોટા શત્રુ છે. શરીરના કોઇપણ ભાગપરના દુઃખ પર વિચાર કરવાથી તે વિશેષ વૃદ્ધિંગત થાય છે એ ઘણા માણસોના અનુભવની વાત છે.

ડૉક્ટર તથા વૈદ્યના "આપનું દુઃખ મટી જશે, ચિંતા કરશો નહિ" એ અમૃતમય વચનોથી કેટલા બધા રોગીઓને આરામ થયો છે! ઉલટપક્ષે "હવે આશા નથી, રોગ અસાધ્ય છે" એ તેમના વિષ તુલ્ય વાક્યથી કેટલા બધા રોગીઓનું અકાળ મૃત્યુ થયું છે! પરિચારિકા તથા વૈદ્યના પ્રોત્સાહક, આશાજનક તથા સંજીવક વિચારોની રોગીના મનપર જેટલી સારી અસર થાય છે તેટલી બીજી કોઇ પણ વસ્તુથી થતી નથી. **માનસિક આરોગ્ય એજ શારીરિક**

**આરોગ્યનો પાયો છે,** અને માનસિક આરોગ્ય પ્રાપ્ત કરવાને માટે મનમાં સતત આનંદદાયક, ઉત્સાહજનક તથા શક્તિદાયક વિચાર કરવા એજ સરલ સાધન છે. આનુવંશિક ક્ષયરોગથી પીડાતા એકાદ કુટુંબમાં જન્મેલી એકાદ છોકરીને જો વારંવાર ક્ષયનું સ્મરણ કરાવવામાં આવે તો તેના કોમળ અંતઃકરણપર તેની ખરાબ અસર થયા વિના રહેશે નહિ. આમ કરવાથી બાલ્યાવસ્થાથીજ તેના મનમાં ક્ષયરોગની ભીતિ દૃઢ થઇ જાય છે અને જરા ઠંડી લાગે અથવા ખાંસી આવે તો ક્ષયરોગ લાગુ પડી ગયો છે એમ તેને લાગે છે. આ ભાવનાને પાછળથી ખરેખરજ મૂર્ત સ્વરૂપ પ્રાપ્ત થાય છે. આપણા શારીરિક દુઃખ વિષે ભય અને ચિંતા ધારણ કરવાથી આપણી પાચન શક્તિ અને રક્તાભિસરણપર ખરાબ અસર થયા વિના રહેતી નથી. દુઃખ અને રોગ વિષે સતત વિચાર કરવાથી માત્ર તેની વૃદ્ધિજ થાય છે. જો તમને દુઃખ અને રોગ નષ્ટ કરવાની ઇચ્છા હોય તો સુખ અને આરોગ્ય સંબંધી વિચાર કરવાથીજ તે નષ્ટ થશે.

આપણી શારીરિક અને માનસિક ક્રિયાપર વિચારની ઘણી અસર થાય છે. પ્રત્યેક મનુષ્ય સાધારણ રીતે પોતાના આરોગ્ય સંબંધી વિચાર અતિ શીઘ્રતાથી ગ્રહણ કરે છે. જો આપણે આપણી આસપાસના માણસોને હમ્મેશાં અશક્તપણાના વિચાર સૂચવ્યા કરીએ તો તેમનાપર તેની ખરાબ અસર થયાવિના રહેશે નહિ. પુષ્કળ માણસોની એવી કલ્પના થયેલી હોય છે કે આપણા શરીરમાં કોઇક આનુવંશિક રોગનાં બીજ વિદ્યમાન છે અને તેથીજ અંતે આપણું મૃત્યુ થવાનું છે. આવા વિચાર મનમાં રાખી આયુષ્ય વ્યતીત કરવું કેટલું દુઃખદાયક અને હાનિકારક છે! એને બદલે સર્વ શક્તિમાન ચિરંજીવ, પૂર્ણારોગ્યસ્વરૂપ પરમેશ્વરે આપણને ઉત્પન્ન કર્યા છે એટલા માટે આપણા શરીરમાં સર્વ શક્તિનાં, ચિરંજીવીત્વનાં અને પૂર્ણારોગ્યનાં

બીજ સદૈવ વસે છે અને જો આપણે આ બીજોની આસપાસ આનંદમય શક્તિદાયક અને શાંતતામય વિચારોની પરીસ્થિતિ ઉત્પન્ન કરીશું તો આપણે સર્વ શક્તિમાન ચિરંજીવ અને સંપૂર્ણ નિરોગી બનીશું, એવા વિચારો જો આપણે આપણા મનમાં આણીએ તો તેથી આપણું જીવિત કેટલું સુખમય બને વારૂ ! આનુવંશિક રોગનાં બીજો આપણા શરીરમાં છે એવો વિચાર કરવાને બદલે આપણે સર્વશક્તિમાન આનંદમય અને જ્ઞાનમય પરમેશ્વરના વંશમાં ઉત્પન્ન થયા છીએ, માટે આપણામાં શક્તિ, આનંદ અને જ્ઞાનનાં બીજો સદૈવ વસે છે એવો વિચાર કરવાથી આપણા શરીરપર કેવી હિતકર અસર થાય છે, તેની પરીક્ષા પ્રત્યેક જણે અનુભવદ્વારા કરવી જોઇએ. આપણે જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખીએ છીએ અને જે વસ્તુ પ્રાપ્ત કરવાને માટે આપણે સતત પ્રયત્ન કરીએ છીએ તે સંબંધે આપણા મનમાં વિચાર કરવાથી તે આપોઆપ આપણને કેટલાક દિવસે મળે છે. આ માત્ર કલ્પના નથી. પરંતુ ઘણા માણસોના અનુભવની વાત છે. આરોગ્ય એ આપણો સર્વનો જન્મ સિદ્ધ હક્ક છે. પરંતુ રોગએ ઇશ્વર નિર્મિત વસ્તુ નથી, એ મનુષ્ય-નિર્મિત વસ્તુ છે. આરોગ્યદાયક, શાંતતામય, અને શક્તિદાયક વિચાર હમ્મેશાં મનમાં આણવાથી તે અવશ્ય રોગ અને દુઃખને જીતી લેછે. પરંતુ દિવસમાં માત્ર એક બે વાર સારા વિચાર મનમાં આણવાથી ઇષ્ટ પરિણામ આવતું નથી. આપણા મૂળ સ્વરૂપમાં આપણે શક્તિમાન છીએ, આનંદમય છીએ, પૂર્ણ નિરોગી છીએ એવા વિચારપર દિવસમાં અનેકવાર મનની પૂર્ણ એકાગ્રતા થયા વિના વિચાર પ્રમાણે શારીરિક સ્થિતિ બદલાયેલી જણાશે નહિ. પ્રથમ વિચાર અને પછી આચાર એ નિયમ અત્રે પણ લાગુ પડે છે. આપણને જ્યારે આપણા શક્તિમય, આનંદમય, પૂર્ણ આરોગ્યમય મૂલસ્વરૂપની વિસ્મૃતિ થાય

છે, ત્યારેજ શારીરિક રોગમય સ્થિતિપર આપણો અમલ ચાલતો નથી; પરંતુ આત્મસ્વરૂપની પ્રતીતિ જે સમયે થાય છે તે સમયે શારીરિક રોગમય સ્થિતિ બદલાયા વિના રહેતી નથી.

આપણા શક્તિમય, આનંદમય મૂલ સ્વરૂપપર તથા આપણામાં રહેલા સુપ્ત સામર્થ્યપર આપણો વિશ્વાસ હોતો નથી તેથીજ આપણને અનેક દુઃખો સહન કરવાં પડે છે. અનેક ખોટી અંધશ્રદ્ધા અને આસપાસના અનેક વિઘાતક વિચારોએ આપણને એવા ગુલામ બનાવી દીધા છે કે આપણે આપણી જાતને આમરણ રોગનું ઘર, અશક્તિ અને દુઃખની જીવંત મૂર્તિ અને મૃત્યુનું ભક્ષ્ય ગણીએ છીએ. જો તમારે આ ગુલામગીરીમાંથી મુક્ત થવું હોય તો તમારે તમારા ખોટા વિચાર, ગાંડી સમજ, અને વિચાર પરાવલંબનને તિલાંજલિ આપવી જોઈએ. તમારે તમારા વિચાર સ્વતઃ ઉત્પન્ન કરવા જોઈએ અને અન્ય લોકોના વિચાર જો આપણા વિચારને અનુકૂળ હોય તોજ તેમને ગ્રહણ કરવા જોઇએ. જે રીતે નાનું બાળક પોતાની માતા જે આપે છે તે ખાય છે તે પ્રમાણે મોટા પંડિત અને બુદ્ધિમાન માણસો પણ અન્યના અશક્તિમય અને દુઃખમય વિચાર પોતાના મનમાં સતત ભર્યા જાય છે. ચિત્રકાર અને શિલ્પી પોતાના કાર્યનું માનસિક ચિત્ર પ્રથમ તૈયાર કરવામાં પોતાનું સર્વસ્વ ખર્ચી નાંખે છે. માનસિક ચિત્ર બરાબર તૈયાર થયા પછીજ તેની પ્રતિકૃતિ સ્થૂલ સૃષ્ટિમાં આણી શકાય છે. આજ રીતે નિરોગી અને સુદૃઢ થવાની ઇચ્છા રાખનારાઓ જો નિરોગીપણાનું અને સુદૃઢતાનું માનસિક ચિત્ર બરાબર રીતે તૈયાર કરવામાં પોતાની સર્વ શક્તિ ખર્ચે તો તે ચિત્ર કેટલાક સમય પછી સ્થૂલ શરીરમાં પ્રત્યક્ષ થયેલું જણાશે. જ્યાં નિરોગીપણાનું અને સુદૃઢતાનું માનસિક ચિત્રજ ન હોય ત્યાં શરીરરૂપી ચિત્ર બેડોળ અને નિસ્તેજ જણાય તેમાં શી નવાઈ છે? આપણે અશક્ત છીએ,

આપણી શક્તિ મર્યાદિત છે, આપણામાં અનુવંશિક અશક્તિ રહેલી છે. રોગથીજ આપણો અંત આવવાનો છે આવા દુઃખમય વિચાર જ્યાં સુધી આપણે મનમાં આણીએ છીએ ત્યાં સુધી આપણે રોગ, દુઃખ અને દારિદ્રયની ત્રિપૂટીમાંથી મુક્ત થનાર નથી.

શક્તિ, શાંતતા અને સમૃદ્ધિ એ આપણા જન્મસિદ્ધ હક્ક છે. અને તે આપણે શક્તિમય, શાંતતામય તથા સમૃદ્ધિમય વિચારોથીજ મેળવવા જોઇએ. સર્વ શક્તિમાન ઈશ્વરે આ આનંદમય અને સુખમય જગત્ ઉત્પન્ન કર્યું છે; તેણે તેની સાથે કાંઈ રોગ, દુઃખ અને દારિદ્રયની ઉત્પત્તિ કરી નથી. ઉલટ પક્ષે તેણે મનુષ્ય માત્ર પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરી બળ, શાંતતા અને સમૃદ્ધિ પ્રાપ્ત કરી પૂર્ણતઃ વિજયી થાય એવી વ્યવસ્થા આ જગતમાં સર્વત્ર કરી રાખી છે, એમ સુક્ષ્મદ્રષ્ટિથી જોનારને સહજ જણાશે. રોગ, દુઃખ, દારિદ્રય અને અશક્તિની માનસિક ગુલામગીરી આપણે પોતેજ સ્વિકારી છે અને તે આપણેજ છોડી દેવી જોઇએ. મનુષ્યમાત્ર દેવકૂલમાં ઉત્પન્ન થયા છે. શક્તિ, સામર્થ્ય અને જ્ઞાનનાં અનુવંશિક બીજો તેનામાં રહેલાં છે. વિચારની સાહાય્યથી તેણે જગતમાંની આપત્તિપર વિજય મેળવી તેને ઇશ્વરે પેદા કર્યો છે એમ તેણે સિદ્ધ કરી બતાવવું જોઇએ.

---

# નિષ્ફળતાનું રહસ્ય.

---

૧૯૧૪ ના ઑગસ્ટની ૧૪ મી તારિખે મહાશય એસ. અર્પુદાસ્વામિએ ‘ લિટરરી યુનિયન ’ ના સભાસદો સમક્ષ આ પ્રાસ્તાવિક ભાષણ આપ્યું હતું:—

આજ સાયંકાળે મેં મારા વ્યાખ્યાનનો વિષય ‘ નિષ્ફળતાની સાફળતા ’ એ પસંદ કર્યો છે. કોઇ પણ ગેરલાભ એવો નથી કે

જેમાં તેનો બદલો આપનારો લાભ સમાયેલો ન હોય. નિષ્ફળતા એ એક એવા પ્રકારનો ગેરલાભ છે કે જે વાસ્તવિક કલ્યાણનો જન્મદાતા છે. તે પણ આપણને પાઠ શીખવે છે અને તે પાઠ આપણને જીવનમાં સફલતા અપાવે છે. કોઈક શાણા માણસે કહ્યું છે કે અનુભવ એ નિષ્ફલતાઓની માલા છે. આજ પ્રકારે સફલતાના સંબંધમાં કહી શકાય કે તે કેટલીક નિષ્ફલતાઓનું ફળ છે. મારા આ વ્યાખ્યાનનો ઉદ્દેશ એ છે કે આપને દર્શાવી આપવું કે નિષ્ફલતા એ એક એવા પ્રકારનું અનિષ્ટ છે કે જેના પંજામાંથી, આપણે મર્યાદિત હોવાને લીધે, હમ્મેશાં બચી શકતા નથી અને જ્યારે આપણા પ્રયત્નો સફલ ન થાય ત્યાર તેટલા માટે આપણે હિમ્મત હારવી નહિ, પરંતુ સંભાળ પૂર્વક આપણી પ્રકૃતિની મર્યાદાઓ અને આપણાં અપૂર્ણ સાધનોનો વિચાર કરવો અને આપણો હેતુ સાધ્ય કરવાને માટે તેમનો એવી રીતે વિનિયોગ કરવો અથવા સાધનોની ગણત્રી કરીને હેતૂ એવો રાખવો કે જેથી નિરાશાજનક પરિણામ આવે નહિ. આથી આપણે નિષ્ફલતાથી બચવાની કેટલીક સામાન્ય રીતો અને સાધનોનો વિચાર કરવાને અથવા નિષ્ફલતા પ્રાપ્ત થતાં તેને ખરે ખરા વિજયમાં પરિવર્તિત કરી નાંખવાને પ્રવૃત્ત થઇશું.

નિષ્ફલતા એ અનિષ્ટ છે તેનું કારણ એ છે કે તે વ્યક્તિઓની કામનાઓ અને આવશ્યકતાઓનો વિરોધી છે. આપણે સ્વાભાવિક રીતેજ આપણાં કામોમાં, આપણા અભ્યાસમાં વિજય ઇચ્છીએ છીએ. આપણે જે જે યોજનાઓ ઘડીએ છીએ, આપણે જે જે લક્ષ્યો અને ધ્યેયોની તરફ ધસીએ છીએ, તેમની સામે જ્યારે વિઘ્ન આવતું નથી, જ્યારે પ્રત્યેક સંયોગ તેમને અનુકુળ હોવાથી તેઓ સંપૂર્ણતઃ પ્રાપ્ત થાય છે ત્યારે આપણને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. પરંતુ જો કોઇ ગુપ્ત કારણ અથવા અણધારેલો સંયોગ, અથવા આપણી કાર્યપ્રણાલિનો કોઇ દોષ આપણી સ્વાભાવિક કામનાઓને દાબી દે

છે અથવા આપણે જે લાભ શોધતા હોઇએ તેની સંપૂર્ણ પ્રાપ્તિ કરતાં આપણને અટકાવે છે તો તેનું પરિણામ દુઃખમાં આવે છે, અને તે દુઃખ આપણી પ્રકૃતિ અથવા સામાજિક સ્થિતિ અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારનું અને ભિન્ન ભિન્ન પ્રમાણમાં હોય છે. હવે, આ અનિષ્ટનો પ્રકાર ગમે તેવો હોય, તેનો અનુભવ ગમે તેટલા પ્રમાણમાં થયો હોય, તો પણ આ વાત તો નિશ્ચિત છે કે તે આપણા જીવનમાં એક દુઃખમય અંશ છે અને આપણે ખોટી ભીતિ તથા નિરુપયોગી પશ્ચાતાપને વશ ન થઇ જઇએ એટલા માટે તેનું, તેની પ્રકૃતિનું અને તેની અસરોનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજવું ઉચિત છે,

ઇતર સર્વ અનિષ્ટોની પેઠે નિષ્ફળતા એ આપણી પ્રકૃતિના અનિવાર્ય મર્યાદિતપણાનું પરિણામ છે. આપણે ધારીએ છીએ કે વ્યાપારી એ મર્ત્ય લોકના સર્વ પ્રાણીઓમાં સૌથી વિશેષ ભાગ્યવાન છે. સાધારણ રીતે જ્યારે શાણો વ્યાપારી પોતાના માલનો વિમો ઉતરાવે છે ત્યારે તેણે ખોટની સામે સમસ્ત શકય સાવચેતીઓ લીધેલી કહેવાય. તે છતાં પણ બીજાં એવાં કારણોથી ખોટ જાય છે કે જેને તે મર્યાદિત પ્રાણી હોવાથી જોઈ શકયો ન હોય અને જેની સામે તે સાવચેતી લઇ શકયો ન હોય. કૃષિકાર ખાતર પૂરવું, ખેડવું, વાવવું વગેરે સાધારણ કૃષિકર્મો કરે છે અને **જો** ચોમાસું નિષ્ફળ ન નીવડે, **જો** તીડ વગેરેથી પાકનો નાશ ન થાય તો તેને પુષ્કળ ધાન્ય મળવાની આશા રહે છે અને ઘણીવાર તેને પુષ્કળ ધાન્ય મળે છે પણ ખરૂં. અહીંઆં જે '**જો**' વાપરવામાં આવેલો છે તે દર્શાવે છે કે તેની શક્તિઓ એટલી બધી પ્રબળ નથી કે તે ભૂલ વિનાની ગણત્રી કરી શકે. આપણે શિક્ષણની કિમ્મત શિક્ષણનાં પ્રમાણમાંજ કરતા નથી. પરંતુ મુખ્યતઃ તે આપણી સામાજિક સ્થિતિ જેટલા પ્રમાણમાં ઉન્નત કરે છે તેટલા પ્રમાણમાં તેની કિમ્મત કરીએ

છીએ. આપણે આપણી આસપાસ રંક કુલના માણસોના એવા પુષ્કળ દાખલા જોઇએ છીએ કે જેમણે શિક્ષણ દ્વારા મોટા સરકારી હોદ્દા મેળવ્યા છે અને દ્રવ્ય તથા વજન પ્રાપ્ત કર્યું છે. ખાસ કરીને રંક પરંતુ બુદ્ધિમાન માણસો વિશ્વવિદ્યાલયની પરીક્ષાને જીવનમાં સફલતા પ્રાપ્ત કરવાનું સાધન ગણે છે. આપણે આપણી ઉપજનો મોટો ભાગ દુય્યમ પ્રતિના તથા પાઠશાળાના શિક્ષણમાં રોકીએ છીએ. કેટલીકવાર એમ બને છે કે શિક્ષણના ખર્ચને પહોંચી વળવાને આપણે આપણી કોઇ મિલકત વેચી નાંખીએ છીએ અથવા કરજ કરીએ છીએ. અને તમે જાણો છો કે શિક્ષણનો ખર્ચ દિવસે દિવસે વધતો જાય છે. હવે શું ઘણીવાર આપણી આશાઓ ફલીભૂત થાય છે? શું આપણને હમેશાં રોકેલી મૂડીનો યોગ્ય બદલો મળે છે? આપણે એવી વાત નથી સાંભળી કે તરુણ માણસોની સફલતા પર આશા બાંધી બેઠેલાં ઘણાં કુટુંબો જૂની મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં તેમની વારંવાર થયેલી નિષ્ફળતાથી દરિદ્ર બની ગયાં છે? એસ. એસ. એલ. સી. શરૂ થયા પછી આપણે તે નિર્દય રીતે કચરી નાંખતા જગન્નાથના રથની વાત સાંભળતા નથી. જો કે આપણા તરુણોને કેટલીક પાઠશાળાઓમાં દાખલ કરવામાં આવતા નથી તોપણ તેઓ બીજી પાઠશાળાઓમાં દાખલ થવામાં ફતેહમંદ થાય છે અને સાધારણ રીતે ઇન્ટર્મીજીયટમાં મળેલી નિષ્ફળતા જૂની મૅટ્રિક્યુલેશનમાં મળેલી નિષ્ફળતાના જેટલી દુઃખદાયક હોતી નથી. છતાં પણ તેમની યોગ્ય મહત્વાકાંક્ષા ઘણીવાર સિદ્ધ થતી નથી. તેઓ પ્રતિ વર્ષે સરાસરી ૩૫૦ થી ૪૦૦ રૂપિઆનો વ્યય કરે છે. હવે ઇન્ટર્મીજીયટમાં મળેલી નિષ્ફળતાથી સાધારણ રીતે એકહજાર રૂપિઆનું નુકશાન થાય છે અને બી. એ. માં નાપાસ થવાથી તેથી બમણી રકમની હાનિ થાય છે. બે હજાર રૂપિઆ એ બી. એ. ની ડીગ્રીની કિમ્મત છે. અનુભવ પરથી જણાય છે કે જે વિદ્યાર્થીઓ

કોલેજમાં દાખલ થાય છે તેમાંનો સેંકડે ત્રીસ અથવા ચાળીસ ટકા જેટલો ભાગ બી. એ. નાં વર્ગ સુધી પહોંચે છે અને આ સંખ્યાનો માત્ર અર્ધો ભાગ પોતાનો ઉદ્દેશ સાધ્ય કરે છે. આનો અર્થ એ થાય છે કે આપણા વિદ્યાર્થીઓનો ⅘ ભાગ બી. એ. ની ડીગ્રી મેળવવામાં નિષ્ફળ થાય છે. આપ સર્વ જાણો છો કે તેમની આ નિષ્ફળતા એ જીવનને માટે પૂર્ણ તૈયારી કરવાના તેમના ઉત્તમોત્તમ પ્રયત્નોની નિષ્ફળતા છે. આથી તેમને દ્રવ્યની, યૌવનના જોશ, અને બળના મોટા ભાગની અને સારા તેમજ માનવંત દરજ્જાની હાનિ થાય છે અને તેમને પોતાના આંગણામાંથી ભૂખમરારૂપી વરૂને દૂર રાખવાને માટે સખ્ત પરિશ્રમ કરવો પડે છે. જેઓ બી. એ. ની પરીક્ષામાં પસાર થવાને ભાગ્યશાળી થાય છે તેઓ પણ સઘળા એવી સ્થિતિએ પહોંચી શકતા નથી કે જ્યાં તેઓ પોતાનું બુદ્ધિસામર્થ્ય યોગ્ય રીતે પ્રદર્શિત કરી શકે, અને અતિ સખ્ત મહેનતથી પ્રાપ્ત કરેલા જ્ઞાનનો ઉત્તમોત્તમ વિનિયોગ કરી શકે. જ્યારે હું તમને કહું કે ૧૯૧૩–૧૪ ના વર્ષમાં સફળ થયેલા ગ્રેજ્યુએટો પૈકી ચાલીસ જણ લૉકૉલેજમાં દાખલ થયા છે અને તે સંખ્યાનો પ્રાયઃ અર્ધો ભાગ સરકારી નોકરીમાં કિંવા ખાનગી સંસ્થાઓમાં દાખલ થયો છે અને તે શિવાયના બીજા સર્વ માણસો કે જેમની સંખ્યા મોટી છે તેઓ હજી ઉદ્યમરહિત છે ત્યારે એમ ધારશો નહિ કે હું તમને નિરાશ કરવા ઈચ્છું છું. હું આપણા વિશ્વવિદ્યાલયના એક એમ. એ. ને ઓળખું છું કે જે મદ્રાસમાં એક હોટલ કાઢવાનો પ્રબળ વિચાર કરી રહ્યો છે.

મેં તમને જણાવ્યું તેમ વિદ્યાર્થી તરિકેની તમારી કારકીર્દિ નિષ્કંટક નથી. તે છતાં પણ નિરાશ થવાનું તમને કાંઈપણ પ્રયોજન નથી. નિષ્ફળતામાં પણ સફલતા માની આનંદ પામવાથીજ તમને લાભ થશે અને આવી મનોવૃત્તિજ ન્યાયયુક્ત છે. ઘણા માણસોએ

નિષ્ફળતાને 'સાપેક્ષ લાભ' એવું નામ આપ્યું છે. નિષ્ફળતા વસ્તુતઃ લાભદાયક છે. જેવી રીતે કાળા ભાગથી ચિત્ર સંપૂર્ણ બને છે તેવી રીતે નિષ્ફળતાથી આપણને સંપૂર્ણતા પ્રાપ્ત થાય છે. નિષ્ફળતાથી જે હાડમારીઓ અને દુઃખો ભોગવવાં પડે છે, તે જો ન ભોગવવાં પડતાં હોય તો આપણને ભાગ્યેજ સફળતા સારી લાગે અને ભાગ્યેજ આપણે તેની આકાંક્ષા રાખીએ અથવા ભાગ્યેજ તેને તીવ્ર ઇચ્છા રાખવા યોગ્ય લાભ ગણીએ. આ પ્રકારે નિષ્ફળતા એ લાભનું અર્ધું અંગ છે. જેમ નિષ્ફળતા વિશેષ મોટી હોય છે તેમ લાભની ધારણા અધિક મોટી અને અધિક ભભકભરી હોય છે. શ્રમ અને મહેનત વિન આપણે સ્વાભાવિક લાભ અને સગવડોનો આસ્વાદ લઇ શકતા નથી. એજ પ્રકારે જ્યાંસુધી માનવ સ્વભાવ આવો છે ત્યાંસુધી સફ-લતાના વિરોધીના જ્ઞાન અથવા અનુભવ વિના માણસો ભાગ્યેજ સફળતાના સઘળા લાભોનો આસ્વાદ લઇ શકશે. હું જણાવી ગયો છું કે નિષ્ફળતા એ સાપેક્ષ લાભ છે. હવે આપણે આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ કે નિષ્ફળતાથી આપણને શિક્ષણ મળે છે, તે આપણી સઘળી શેખી અને ખોટી ધારણાઓને કચરી નાંખે છે. જ્યારે આપણે આપણી શક્તિપર જોઇએ તે કરતાં વિશેષ વિશ્વાસ રાખીએ છીએ અને યોગ્ય સાધનોનો ઉપયોગ કરવા પ્રત્યે તથા આવ-શ્યક પરિશ્રમ કરવા પ્રત્યે દુર્લક્ષ્ય કરીએ છીએ અથવા આપણી નૈસ-ર્ગિક શક્તિની મર્યાદા બહારનો ઉદ્દેશ સાધ્ય કરવાનાં ફાંફાં મારીએ છીએ ત્યારે નિષ્ફળતા આપણને સુધારવાનું સાધન થઈ પડે છે. તે આપણને નમ્ર બનાવે છે. પ્રણાલિઓ અને સાધનોની પસંદગી સંભાળ-પૂર્વક કરતાં શીખવે છે, ઉદ્યોગને ઉત્તેજિત કરે છે અને ઉત્સાહને નિયમીત કરે છે. તેથી ઇપ્સિત ઉદ્દેશના અપૂર્ણ જ્ઞાનને લીધે, અપૂર્ણ અથવા ખોટી રીતે યોજેલા કાર્યક્રમને લીધે અથવા માત્ર ખંતપૂર્વક

સતત પ્રયત્ન કરવાથીજ જ્યાં સફ્ળતા મળી શકે એમ હોય ત્યાં અનિયમીત રીતે ક્વચિત ક્વચિત કરેલા પ્રયાસોને લીધે થતી ભૂલોનું આપણને ભાન થાય છે. આપણામાં ઘણાં કામો કરવાની શક્તિ હોય છે, પરંતુ સઘળાં કામો કરવાની શક્તિ હોતી નથી. એટલા માટે આપણી મર્યાદિત શક્તિનું આપણને ભાન હોવું જોઇએ, નહિ તો અંતે કડવો અનુભવ આપણને તમાચો મારીને તેનું ભાન કરાવશે. પરમ અનુકૂળ સંયોગોમાં પણ આપણને પ્રત્યેક કાર્ય દૈવયોગને સોંપીને બેદરકાર રહેવું પાલવે નહિ. જો આપણે સંભાળપૂર્વક પદ્ધતિ અને સાધનોની પસંદગી ન કરીએ અને દૃઢતાપૂર્વક સતત ઉદ્યોગ ન કરીએ તો આપણને કદિ પણ વિજય મળશે નહિ. મારો આ મુદ્દો સાબિત કરવાને માટે હું એક ઉદાહરણ આપીશ. ધારો કે એક વિદ્યાર્થીએ એસ. એસ. એલ. સીમાં સારી માર્ક મેળવી છે. તેને ફર્સ્ટ ઇન્ટર્મીજીયટમાં લેવાને પ્રિન્સીપાલ કાંઇ પણ વાંધો લેતા નથી. અત્યાર સુધી ભાગ્યદેવીનો તેના પર હાથ છે. તેને તો એમજ લાગે છે કે મારા પર હમ્મેશાં ભાગ્યદેવીનો હાથ રહેશે. તેણે અંગ્રેજી અને ઇતર વિષયોમાં સારી માર્ક મેળવી છે. આથી એવો ભય ઉપસ્થિત થાય છે કે તે તરુણ આને પોતાની શક્તિઓનું અચૂક પ્રમાણ ગણે છે અને ભવિષ્યત્‌માં વિજય મળવાની તેને ખાત્રી ઉત્પન્ન થાય છે. આજ મૂળ ભૂલ છે. શેક્સપિયર કહે છે કે "ઉન્નતિ એ મનુષ્યનો સૌથી પ્રધાન શત્રુ છે." પ્રસ્તુત તરુણને અત્યાર સુધી કાંઇ પણ વિઘ્ન અથવા નિષ્ફળતા નહિ મળેલી હોવાથી તે એવી માન્યતામાં સપડાઇ જાય છે કે મારો તો અપ્રતિહત ઉદયજ થયા કરવાનો. જો તે પ્રમોશન અથવા સિલેકશન એકઝામિશનમાં યથાવત્ ફ્તેહ નથી પામતો તો તે સાધારણ રીતે પોતાનો વાંક કાઢતો નથી અને પોતાના સઘળા ભાવી દોષો અથવા ગંભીર ભૂલો શોધી કાઢીને દૂર કરવાના ઉદ્દેશથી

પોતાની સખ્ત આત્મપરીક્ષા કરતો નથી. આવા વિદ્યાર્થીને નિષ્ફળતાથી ભારે ધક્કો લાગે છે. પ્રથમ તો તે આશ્ચર્યચકિત થઇ જાય છે. અન્ય પક્ષે જો તે શાંતતાપૂર્વક ભૂતકાળનું નિરીક્ષણ કરે તો તેને પોતાના ઘણા દોષો જણાશે. ઘણી વાત તેના લક્ષ્ય બહાર રહી ગયેલી હોય છે, વિસ્તૃત વાંચન અથવા વાક્ય રચનાના સતત અભ્યાસથી શૈલિ સુધારવાની ઘણી સંધિઓ તેણે ગુમાવી દીધેલી હોય છે, અંગ્રેજી અથવા ઇતર નિયુક્ત વિષયોની ટેક્ષ્ટ બુકોનું પૂર્ણ જ્ઞાન મેળવવાને માટે પદ્ધતિપુરઃસર અને સંભાળ પૂર્વક અભ્યાસ કરવાના ઘણા પ્રસંગો તેણે હાથમાંથી જવા દીધેલા હોય છે, તે ઘણીવાર મોજવિલાસ અને પ્રમાદ પ્રત્યેનાં ઘણાં પ્રલોભનોની સામે ફતેહમંદ રીતે થયેલો હોતો નથી અને પ્રોફેસરો તરફથી જે સ્પષ્ટી કરણ અને માહિતી મળે તે તો હું એકાગ્રતા પૂર્વક સતત અભ્યાસ કરીને એકદમ મેળવી લઇશ એમ ધારીને ઘણાં ભાષણોનો લાભ તેણે લીધેલો હોતો નથી. જો તે ભૂતકાળનું અવલોકન કરે તો આ સર્વનું તેને ભાન થાય છે. જો નિષ્ફળતા બીજું કાંઇ નહિ કરે અને માત્ર એટલુંજ કરે કે આપણને આપણી ખરી સ્થિતિનું ભાન કરાવે અને નહિ કરવાનું કરીને તથા કરવાનું નહિ કરીને આપણે જે ગંભીર દોષો કર્યા હોય તે સર્વનું આપણી પાસે પરીક્ષણ કરાવે તો તેથી પણ આપણને અપાર લાભ થાય; પરંતુ વસ્તુતઃ તે આથી અતિ વિશેષ કાર્ય સિદ્ધ કરે છે. આપણે અવિચારીપણાથી આપણી તથા આપણી શક્તિઓની જે ભારે કિમ્મત આંકી નાંખીએ છીએ તેનો અટકાવ કરવાનું તે ઉત્તમોત્તમ સાધન છે. ક્ષણિક ઉશ્કેરણી, અન્યો કરતાં શ્રેષ્ઠ હોવાની શેખી, અને પોતાના કરતાં હલકા તથા પોતાની સ્થિાત કરતાં હલકી સ્થિતિના માણસો તરફની સઘળી ઘૃણાને તે દાબી દે છે. બીજા શબ્દોમાં કહીએ તો તે આપણને આપણી શક્તિઓ અને કુલ તથા

દરજ્જાના સઘળા લાભોની ખરી કિમ્મત આંકવામાં સાહાય્ય કરે છે. તે આપણુને શાંત અને વિચારવંત, ધૈર્યશાલી અને ખંતી, દ્રઢાગ્રહી અને પદ્ધતિશીલ બનાવે છે. આ બાબતમાં તે શિસ્ત (Discipline) શીખવનારી પરમોત્તમ શાળા છે. તે આપણુને આત્મસંયમ, નિયમીતતા અને પદ્ધતિશીલતા શીખવે છે અને આપણુને સર્વ વસ્તુનું ગંભીર તથા વ્યાવહારિક રીતે અવલોકન કરવાને પ્રવૃત કરે છે. ખરેખર નિષ્ફળતા આપણુને અમૂલ્ય શિક્ષણુ આપે છે.

આપણે જોઈ ગયા છીએ કે નિષ્ફળતા એ સર્વથૈવ અનિષ્ટ નથી, આપણે તેને સાપેક્ષ લાભ એવું નામ આપ્યું છે. શિક્ષક તરિકે તે કેટલી ઉપયોગી છે તે આપણે જાણ્યું છે. પરંતુ કેટલીકવાર તેનાં પરિણામ એટલાં ભયંકર આવે છે, જીવનસંગ્રામને માટે સજ્જ થતા અને જેમને બીજી સંધિ ન મળે એવા કેટલાક તરુણોના સંબંધમાં તે એટલી બધી હાનિ કરે છે કે જેઓ એક સમયે તમારા જેવા વિદ્યાર્થીઓ હતા અને જેઓ દુંનિયાનો કાંઇક અનુભવ અને જ્ઞાન ધરાવવાનો દાવો કરી શકે છે તેમને માટે તમારે જીવનમાં સારી રીતે સફલ થવાને કેવી આદત પાડવી અને ક્યાં સાધનોનો ઉપયોગ કરવો તે તમને કહેવું આવશ્યક થઇ પડે છે.

ઘણુા દાખલાઓમાં અસફલતાનું ખરૂં કારણુ મનઃસ્થૈર્યનો અભાવ હોય છે. આ દ્રઢ મનોબળની ગેરહાજરી દર્શાવે છે. અને મનોબળ એ દીર્ઘકાલીન સતત અભ્યાસનું પરિણામ છે. આ અભ્યાસ માણુસને અતિ સખ્ત લાગે છે. કારણુ કે તે આપણી જાતની સાથે આપણી વૃત્તિઓ અને આપણી લાગણીઓની સાથે યુદ્ધ કરે છે. આપણી વૃત્તિઓ અને આપણી કામનાઓ, આપણી લાગણીઓ અને આપણી ભાવનાઓ ઘણીવાર આપણુને બુદ્ધિએ દર્શાવેલા સત્યમાર્ગથી ચ્યુત કરે છે. આથી આપણે માટે આપણું કર્તવ્ય બજાવવાનું કામ

કઠિન થઇ પડે છે. હવે આપણા આ અંતઃકલહને દાબી દેવાને માટે આપણે સઘળી આસક્તિને જડમૂળથી ઉખેડી નાંખવી જોઇએ. આપણે સર્વ વસ્તુઓ પ્રત્યે એક પ્રકારની નિઃસ્પૃહતા રાખવી જોઇએ. આપણી શક્તિઓ, આપણી ઈંદ્રિયો, આપણા ગુણો, આપણી મિલકતો, આપણાં આપ્તો અને આપણા મિત્રો એ સર્વ સત્કાર્ય સિદ્ધ કરવાનાં સાધનો છે. આપણે આ સાધનોને એવી રીતે વાપરવાં જોઈએ કે જેથી આપણો સદ્ હેતુ સિદ્ધ થાય. હું એમ કહેવા માગતો નથી કે તમે સંપૂર્ણ નિઃસ્પૃહતા ધારણ કરો. પરંતુ હું નિઃસંશય એમ કહેવા માગું છું કે કવિ લુક્રેશિયસની જણાવેલી સુખ દુઃખ પ્રત્યેની નિઃસ્પૃહતા તમે ધારણ કરો.

જો તમે શાંતિ અને નિઃસ્પૃહતાની આ સ્થિતિને પ્રાપ્ત થવા ઇચ્છતા હો તો તમારે સર્વ અતિરેકનો ત્યાગ કરવો જોઇએ. જે અતિરેકની નિંદા કરવામાં તમારી બુદ્ધિ અને નીતિમત્તા સમ્મત થાય છે તે વિષે બોલવું અનાવશ્યક છે. પરંતુ બીજા કેટલાક એવા અતિરેક છે કે જે નૈતિક દ્રષ્ટિથી જોતાં યોગ્ય લાગે છે, પરંતુ તે છતાં પણ જે અપાયકારક છે. આ અતિરેક એ રમત ગમત માટેનો અતિશય ઉત્સાહ અને નાચ તમાશા તથા નાટક પ્રત્યેનો અમર્યાદ પ્રેમ છે. મર્યાદામાં રહી રમત ગમતમાં ભાગ લેવો એમાં કાંઇ હાનિ નથી; પરંતુ એક પણ મૅચ જોયા વિના રહેવું નહિ એવો નિયમ કરી રાખવાથી તમારા અભ્યાસની યોગ્ય પ્રગતિને અવશ્ય નુકશાન થશે. આજ પ્રકારે એકાદ વાર નિર્દોષ સિનેમેટોગ્રાફ અથવા નાટક જોવા જવાથી કાંઈ પણ નુકશાન થશે નહિ; પરંતુ ઘણીવાર તે બોધદાયક થઇ પડશે. વળી તેથી મનને કાંઇક વિશ્રાંતિ અને આનંદ પણ મળે છે, કે જે અતિ હિતકારક છે. પરંતુ દ્રષ્ટિ દ્વારા મોજ વિલાસ ભોગવવાની કેવલ ઇચ્છા એ મનોદૌર્બલ્ય દર્શાવે છે. આવી અત્યંત ઉશ્કેરાતી મનોવૃત્તિ

અને શાંત, ખંતી સ્વભાવ ભાગ્યેજ સાથે નિભે છે.

વળી આજ પ્રકારનો બીજો એક અતિરેક છે કે જે સંપૂર્ણ રીતે કાયદેસર છે, પરંતુ જે મનુષ્યના ભાવી કલ્યાણને નુકસાન કરે છે. આ અતિરેક તે મગજપર અતીશય બોજો લાદવો એ છે. અભ્યાસમાં પદ્ધતિશીલતા, સુયોજિત કાર્યપ્રણાલિ, નોંધ અથવા પુનરવલોકન તથા અંતઃકરણપૂર્વક અને નિયમીત રીતે કરેલા કામથી વિજય મળે છે. અન્ય પક્ષે દૈનિક કામ પ્રત્યે દુર્લક્ષ્ય, અનિયમીત વાંચન અથવા ઉપરચોટિયું જ્ઞાન, મિથ્યા કાળક્ષેપ, અથવા પરીક્ષા માટે આગળથી કરેલી તૈયારીનો અભાવ, આ સર્વનું પરિણામ છેલ્લી ઘડીએ એવું આવે છે કે પરીક્ષા જેમ જેમ નજીક આવતી જાય છે તેમ તેમ વિદ્યાર્થી વિશેષ સખ્ત અભ્યાસમાં પ્રવૃત્ત થાય છે અને ગુમાવેલા વખતનો બદલો લેવાને માટે પ્રતિદિન ઘણા કલાક સુધી મગજમારી કરે છે. પરીક્ષા એ તો માત્ર જીવનમાં જે સખ્ત કામ આપણી પ્રતીક્ષા કરી રહ્યું હોય છે તેને માટે આપણને લાયક ઠરાવવાની કસોટી છે. એટલા માટે ક્ષણિક આનંદ આપનારી વસ્તુઓમાં આપણી શકિત ગુમાવી દેવી અને પછી તે ભગ્ન થઇ જાય ત્યાં સુધી તેના પર દબાણ કરી આમરણ રોગગ્રસ્ત થઇ રહેવું એ આપણા હિતપર આપણી જાતે શસ્ત્રપ્રહાર કરવા સમાન છે.

આ પ્રણાલિઓ અને સાધનોનો જો સતત દ્રઢતા પૂર્વક ઉપયોગ કરવામાં આવે તો તેથી વિજય પ્રાપ્ત થશે. છતાં આપણી શક્તિઓ મર્યાદિત હોવાથી કદાચ આપણને નિષ્ફળતા પણ મળે છે. પરંતુ ત્યારે આપણને એટલો સંતોષ થશે કે આપણે આપણું કર્તવ્ય બજાવ્યું છે અને પરાજય મળવા છતાં મનઃ સ્થૈર્ય તથા આનંદી વૃત્તિ જાળવી રાખવાથી તથા નિષ્ફળતાનાં માઠાં પરિણામો દુર કરવાને આતુરતા તથા ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવાથી પરિણામ એ આવશે

**કે ભવિષ્યને માટે આપણે વધુ સારી તૈયારી કરી રાખીશું અને વિશેષ સાવધ રહીશું; અને અધિક જ્ઞાન મળવાથી આપણને વિશેષ આત્મ-શ્રદ્ધા ઉત્પન્ન થશે.** બીજા શબ્દોમાં કહીએ તો આથી પરિણામે આપણે આકસ્મિક નિષ્ફળતાને ખરેખરી સફલતામાં પરિવર્તિત કરી નાખીશું.

# સંતોષ.

સંતોષ ખરા પ્રકારનો થાય છે અને ખોટા પ્રકારનો પણ થાય છે. જો આપણે આપણને પસંદ પડે એવી સ્થિતિમાં ન હોઈએ, જો આપણને પૂરાં પાધરાં વસ્ત્ર, અન્ન અને ઇતર આવશ્યક વસ્તુઓ ન મળતી હોય, જો આપણે આપણી સ્થિતિ સુધારી શકે એવી માન-સિક અને શારીરિક શક્તિઓ ધરાવતા હોઇએ, અને આપણી સ્થિતિ સુધારવાનો આપણો પ્રયત્ન કોઇ પણ પ્રકારે મૂર્ખતા ભરેલો ન હોય તો **સંતોષ ધારણ કરવો અનુચિત છે.** જો આપણે ખરેખરી દુઃખમય સ્થિતિમાં હોઇએ, જો આપણે ભેજવાળા ઘરમાં રહીને આપણા આરોગ્યને હાનિ કરતા હોઇએ, અને સારાં કપડાં સરલતાથી મેળવવાની શક્તિ હોવા છતાં પણ ફાટયાં તુટયાં વસ્ત્રોથી નિભાવી લેતા હોઇએ તો પણ **સંતોષ ધારણ કરવો અનુચિત છે.** જગ-તના આદિથી જો સર્વ માણસો પોતાની પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માની-ને બેસી રહ્યા હોત અને સરલતાથી જેનો પ્રતિકાર કરી શકાય એવાં અનિષ્ટોને મૂગે મોઢે તાબે થયા હોત તો પૃથ્વીપર હજી પણ જંગલી માણસોજ વસતા હોત.

પરંતુ આપણી શક્તિઓ અને સાધનોને અનુકુળ હોય એવી સ્થિતિમાં, અને ગમે તેટલી કાળજી અને પરિશ્રમથી નિવૃત્ત ન થઈ શકે એવાં અનિષ્ટોવાળી અવસ્થામાં ધૈર્યશાળી અને સુખી થવું એનું

નામ ખરો સંતોષ છે. આ પ્રકારના સંતોષની સર્વે માણુસો પ્રશંસા કરે છે અને સર્વે સજ્જનો આવો સંતોષ ધારણુ કરવાને પ્રયત્ન કરે છે. ગમે તે લાભથી પણુ જે માણુસને સ્હેલાઇથી સંતોષ થતો નથી તે **મહત્વાકાંક્ષી** કહેવાય છે. જગત્‌માં મહત્વાકાંક્ષી માણુસો પણુ ઉપયોગી થઇ પડે છે; પરંતુ તેઓ સ્વયં કદિ પણુ સુખી થઇ શકતા નથી, કારણુ કે તેઓ કદિ પણુ સંતુષ્ટ થતા નથા. તેમને એક વસ્તુ પ્રાપ્ત થશે તો તે બીજીની ઇચ્છા કરશે; તેમને ગમે તેવાં માન પ્રાપ્ત થાય તોપણુ તેઓ વિશેષ માન મેળવવાની આકાંક્ષા રાખે છે. **સીકંદરે** તેના સમયમાં જેટલી પૃથ્વી જ્ઞાત હતી તેનો મોટો ભાગ જીતી લીધો હતો, પરંતુ ત્યાર પછી જ્યારે તેને કોઇ પણુ ભૂમી જીતવાની રહી નહિ ત્યારે તેને રડવું આવ્યું. ઉચ્ચ દરજ્જાવાળા અને પુષ્કળ લક્ષ્મી ધરાવનારા માણુસો હમ્મેશાં ભય અને ચિંતામાં રહે છે, જ્યારે સંસારની સારી વસ્તુઓ સાધારણુ પ્રમાણુમાં મળવાથી જેઓ સંતુષ્ટ રહે છે તેમનાં જીવન સુરક્ષિત અને શાંતિમય હોય છે. માટે **એકંદરે સંતુષ્ટ રહેવાથી લાભ થાય છે.** પરંતુ આપણે જેનો સરલતાથી પ્રતિકાર કરી શકીએ એવાં અનિષ્ટો સહન કરી સંતુષ્ટ રહેવું એ કોઇ પણુ પ્રકારે ઇષ્ટ નથી.

હવે અમે એકાદ બે ઉદાહરણુ આપી આ વિષય પ્રસ્તુતને માટે બંધ કરીશું.

**તૃતીય** જ્યૉર્જના સમયમાં **હેન્રી** ડંડાસ નામનો એક મહાન રાજદ્વારી પુરૂષ થઇ ગયો. તેને ઘણી સત્તા મળી હતી અને તે ઘણા માણુસોને સુખી કરવાને શક્તિમાન હતો. તે છતાં પણુ તે પોતે હમ્મેશાં સુખી રહેતો નહતો. ૧૭૯૫ માં **સર જૉન સિંક્લેર** વિંબલડનમાં આવેલા તેના મકાનમાં તેને મળવા ગયો હતો અને આખી રાત તેને ત્યાં રહ્યો હતો. બીજે દિવસે પ્રાતઃકાળમાં વ્હેલો ઉઠીને તે

મહાશય ડંડાસના પુસ્તકગૃહમાં ગયો. આ સમયે તે 'હિંદુસ્તાનના બ્રિટીશ હકુમત નીચેના ભાગોનું સંરક્ષણ કરવાને માટે કેપ ઓફ ગુડ હોપ જીતી લેવાની આવશ્યકતા' એ વિષય પર એક લાંબો નિબંધ વાંચતો જણાયો. સર જૉને તેની સાથે હસ્તધુનન કરી તેને કહ્યું "મિત્રવર્યસ્કોટિશ રિવાજ પ્રમાણે આપને નૂતન વર્ષ લાભદાયક નિવડો અને આપના દિવસ સુખમાં જાઓ એવું અભિનંદન આપવાને હું આવ્યો છું." થોડીવાર મૌન રહ્યા પછી તે રાજદ્વારી પુરૂષ કાંઇક લાગણીપૂર્વક બોલ્યો. "ગત વર્ષ કરતાં આ વર્ષ સુખી નિવડે તો સારૂં, કારણકે ગત વર્ષમાં તો ભાગ્યેજ મારો એક પણ દિવસ સુખમાં વ્યતીત થયો હશે." મનુષ્યની મહત્વકાંક્ષાની વ્યર્થતા સિદ્ધ કરવા માટે સર જૉન સિંકલેર વારંવાર આ ઉદાહરણ આપતા હતા. આ રાજદ્વારી પુરૂષને ઉક્ત પ્રસંગ પર્યંત વિજયોપર વિજયો મળ્યા હતા અને તે રાજકીય મહત્વાકાંક્ષાના શિખર ઉપર સુરક્ષિત રીતે ઉભો રહેલો જણાતો હતો, પરંતુ વાસ્તવમાં તે સુખી નહોતો.

હવે આથી સર્વથા વિરૂદ્ધ એવું એક સ્ત્રીનું ઉદાહરણ છે. મીસીસ બેટ નામની સ્ત્રી તેના કાકા અને કાકીના આશ્રય નીચે સુખમાં ઉછરી હતી. તેમની સ્થિતિ સારી હતી, પરંતુ તેઓ મધ્યમ અને ડહાપણ ભરેલી પ્રણાલિથી રહેતાં હતાં. ઉક્ત ગૃહસ્થે પોતાનાં સંતાનોને આલ્હાદકારક વાર્તાલાપ કરવાને ઉત્તેજન આપ્યું હતું, પરંતુ માણસો, કુટુંબો, કપડાંલત્તાં વગેરે ઉપર ટીકા કરવાની સખ્ત મનાઈ કરી હતી. તેઓ વારંવાર કહેતો કે આવા વિષયો બાળકોનાં મન કેટલાં ચંચલ કરી નાંખે છે અને તેમને વિષે જ્યારે હમ્મેશાં વાતચીત થતી તેઓ સાંભળે છે ત્યારે તેઓ તેમને કેવું અનુચિત મહત્વ આપે છે તે માત પિતા જાણતાં નથી.

આ ઉત્તમ પુરૂષના જતન નીચે ઉછર્યાં પછી તે સ્ત્રીએ લગ્ન

કર્યું. પંદર વર્ષના અરસામાં તેનો કાકો, તેની કાકી અને તેનો સ્વામી એ ત્રણે મરણ પામ્યાં. તે નિરાશ્રિત થઇ પડી, પરંતુ સ્વપરિશ્રમથી તેણે સુખપૂર્વક નિર્વાહ ચલાવ્યો અને પોતાના અનેક મિત્રોનો આદર જાળવી રાખ્યો. આ રીતે દશ વર્ષપર્યંત તેણે પોતાનું જીવન સુખમાં વ્યતીત કર્યું. ત્યારપછી એક પાડોશીના ઘરમાં રાત્રે આગ લાગવાથી તેનું ઘર બળીને ભસ્મીભૂત થઇ ગયું, પરંતુ બારીએથી કુદી પડી તેણે પોતાના પ્રાણ બચાવ્યા. આ રીતે કુદવાથી તેને જે ઇજા થઇ તેને પરિણામે તેનો જમણો હાથ કાપી નાખવામાં આવ્યો અને તેનો જમણો પગ સર્વથા નિરૂપયોગી થઇ પડયો.

તેના મિત્રો ઘણા માયાળુ અને સેવા તત્પર હતા અને અલ્પ સમય પર્યંત તે તેમના દાન પર જીવી. પરંતુ ગૃહસ્થોને અનેક સ્થાને દાન કરવાનાં હોય છે એ વાત તે જાણતી હોવાથી તેણે નિરાશ્રિત કંગાલો માટેના સાર્વજનિક સદાવ્રતનો લાભ લેવાનો દ્રઢતાપૂર્વક નિશ્ચય કર્યો. તેને આવી સ્થિતિમાં ભિક્ષાગૃહમાં જતાં લેશ પણ મનોવ્યથા થઈ નહિ અથવા અપમાન લાગ્યું નહિ. કારણ કે તેને એવું શિક્ષણ મળ્યું હતું કે મનુષ્યને માનાપમાન અપાવનાર માત્ર વર્તનજ છે. આથી તે ભિક્ષાગૃહમાં ગઇ અને સર્વ વસ્તુઓના દાતાનો આભાર માની તેમાં રહી. ત્યાં પણ તેની પવિત્રતા અને અખંડાનંદ જળવાઇ રહ્યો હતો. તે તરૂણોને શિક્ષણ આપતી, વૃદ્ધોને આશ્વાસન આપતી અને પોતાના વિવિધ જ્ઞાનથી તથા આલ્હાદકારક વાર્તાલાપથી સર્વને આનંદ આપતી હતી. તેણે પોતાના ચારિત્ર્યથી પોતાની સ્થિતિને શોભાવાળી બનાવી હતી; અને જે જે માણસો આ સંસ્થાની મુલાકાત લેતા તેઓ ભિક્ષા ગૃહની આ ઐચ્છિક નિવા સની પ્રત્યે માન અને પ્રસંશાની લાગણી સહિત પાછા ફરતા.

# આ સંસ્થા દ્વારા વેચાતાં પુસ્તકો.

| | | કિમ્મત રૂ. આ. પા. |
|---|---|---|
| ૧ | દેશભક્ત દાદાભાઈ નવરોજજીનું જીવન ચરિત્ર. | ૦-૫-૦ |
| ૨ | દેશભક્ત મોહનલાલ કરમચંદ ગાંધીનું જીવન ચરિત્ર ... ... ... ... ... | ૦-૫-૦ |
| ૩ | દેશભક્ત ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવન ચરિત્ર ભાગ ૨ જો ... ... ... ... | ૦-૫-૦ |
| ૪ | પંજાબની રાણી ... ... ... ... | ૧-૮-૦ |
| ૫ | પતિવ્રતા બેગમ લુત્ફુન્નિસા... ... ... | ૧-૮-૦ |
| | દેવ અન્નપૂર્ણા ... ... ... ... | ૧-૪-૦ |
| ૭ | જયા અને જયન્ત ... ... ... ... | ૧-૪-૦ |
| ૮ | રાહુનો પર્વત ... ... ... ... | ૧-૦-૦ |
| ૯ | દલપત સતસઈ ... ... ... ... | ૦-૪-૦ |
| ૧૦ | કલ્લોલિની ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૧ | ન્હાના ન્હાના રાસ ... ... ... | ૦-૧૨-૦ |
| ૧૨ | નીતિલતા કુંજ ... ... ... ... | ૦-૮-૦ |
| ૧૩ | શ્રીકૃષ્ણ જીવન ... ... ... ... | ૦-૫-૦ |
| ૧૪ | વિકૃત બુદ્ધિનો વિવાહ ... ... ... | ૦-૭-૦ |
| ૧૫ | વેપારોપયોગી પાઠમાલા ... ... ... | ૦-૧૦-૦ |
| ૧૬ | ગુજરાતિ ગઝલિસ્તાન ... ... ... | ૦-૧૨-૦ |
| ૧૭ | બુદ્ધ ધર્મ અને સંઘ ... ... ... | ૦-૬-૦ |
| ૧૮ | ગુજરાતી શબ્દકોષ... ... ... ... | ૦-૯-૦ |

રત્નસિંહ દીપાસંહ પરમાર.

પ્રેસિડેન્ટ.

ધર્મોત્તેજક મંડળ,

નવાવાસ, દાણાપીઠ—અમદાવાદ.